# લાલચુ દુકાનદાર

## યુગોસ્લાવિયા ની લોકકથા



અનુવાદ: આઈરિન મીરકોવિચ
ચિત્ર: હેરોલ્ડ બેરસન

ઇવો, એક ગરીબ ખેડૂત, એના ઘોડા ના જીન (પલાણ) ની મરામત કરાવવા શહેર આવે છે. એ ભૂલ માં પથ્થર ની સડક પર પડે છે જ્યાં એને એક પૈસા ભરેલી થેલી મળે છે. એ સમયે ઘોષણા થાય છે કે દુકાનદાર રફીક ની પૈસા ની થેલી ખોવાઈ ગઈ છે અને જે કોઈ એને પરત કરશે એને એક સોના નો સિક્કો ઇનામ માં મળશે. ઇવો તરત થેલી રફીક પાસે લઈ જાય છે. થેલી જોતા જ રફીક એના ઈનામી વાયદા ને ભૂલી જાય છે. રફીક હળવેથી થેલી માં થી એક સિક્કો કાઢી લે છે અને ઇવો પર આળ લગાવે છે કે એણે પહેલા જ એનું ઇનામ લઈ લીધું છે.

"મેં થેલી ખોલી જ નથી!" ઇવો ઉદ્દગાર કાઢે છે. એની પ્રમાણિકતા પર સંદેહ થઈ રહ્યો હતો, એટલે ઇવો બહુ ગુસ્સા માં હતો. પણ રફીક એની વાત દ્રઢતાપૂર્વક ચાલુ રાખે છે અને મામલો કોર્ટ માં લઈ જાય છે.

કચેરી માં જે કંઈ થાય છે એને વાંચી ને પ્રત્યેક પાઠક સ્તબ્ધ અને પ્રસન્ન થશે અને આ યુગોસ્લાવિયા ની લોકકથા ની પ્રશંસા કરશે.

# લાલચુ દુકાનદાર

## યુગોસ્લાવિયા ની લોકકથા

અનુવાદ: આઈરિન મીરકોવિચ

ચિત્ર: હેરોલ્ડ બેરસન





રફીક વેપારી એક બહુ ધનવાન દુકાનદાર હતો. એનો લાંબો કોટ મોંઘા ફર નો બનેલો હતો. એની આંગળીઓ માં સોના ની ચમકતી વીંટીઓ હતી જેમાં માણેક અને નીલમ જડેલા હતા.





એક દિવસ રફીક એની દુકાન માં વેચવા માટે થોડી તાંબા ની તાસક અને વાસણ ખરીદવા ગયો. ઘણા કલાકો ની રકઝક અને સોદાબાજી કર્યા પછી, એણે બધું બહુ ઓછી કિંમતે ખરીદ્યુ.



જયારે એ એની દુકાને પાછો ફર્યો, તો રફીક નું ધ્યાન ગયું કે એના પૈસા ની થેલી ગૂમ થઈ ગઈ હતી. એ તરત પાછો ગયો અને એણે બહુ શોધી, પણ ખોવાયેલી થેલી એને ન મળી. એણે વ્યગ્રતા માં એની મૂછ ના થોડાં વાળ ખેંચી કાઢ્યા. એને ચોક્કસપણે ખાતરી હતી કે કોઈ અપ્રમાણિક બદમાશ એના પૈસા લઈને ભાગી ગયો હતો.



પછી, બપોરે, શહેર ની સાંકડી ગલીઓ માં એક ઉદ્ઘોષક એનું નગારું પીટી ને બૂમ પાડવા લાગ્યો, "સાંભળો, ભાઈઓ, સાંભળો! દુકાનદાર રફીક ની પૈસા ની થેલી ખોવાઈ ગઈ છે. શોધક ને રફીક એક સોનામહોર ઇનામ માં આપશે."



જયારે રફીક બજાર માં સોદાબાજી કરી રહ્યો હતો, ત્યારે એક ગરીબ ખેડૂત ઇવો શહેર માં એના ઘોડા ના જીન ની મરામત કરાવવા આવ્યો હતો.

એ એની પત્ની માટે સોના ની બંગડી ખરીદવા ચાહતો હતો, પણ ઇવો બહુ ગરીબ હતો.

ઇવો દુકાન ની બારીઓ માં જોતો-જોતો ચાલી રહ્યો હતો, ત્યાં એ એક પથ્થર પર લપસ્યો અને પડી ગયો.



જયારે એ પડયો તો એને પથ્થર નીચે વેપારી નું પર્સ પડેલું દેખાયું. એ જ સમયે એણે ઉદ્દઘોષક ની બૂમ સાંભળી. ઇવોએ પર્સ ઉઠાવી અને એક પ્રામાણિક માણસ હોવાને લીધે, એ સીધો રફીક ની દુકાને ગયો.

"મારુ નામ ઇવો છે, અને આ પર્સ કદાચ તમારું છે."

"અદ્ભૂત," વેપારી એ કહ્યું. પણ એની ખુશી થોડી વાર માં દુઃખ માં બદલાઈ ગઈ જયારે એને ઇનામ આપવાનો એનો વાયદો યાદ આવ્યો.



જયારે ઇવો દુકાન ની અલમારી માં રાખેલો સામાન જોઈ રહ્યો હતો, ત્યારે લાલચી વેપારીએ થેલીમાં થી એક સોના નો સિક્કો કાઢી લીધી અને એને એના ખિસ્સા માં રાખી લીધી.





"ઓહ હો," રફીકે કહ્યું, "જયારે મેં થેલી ખોઈ હતી ત્યારે એમાં દસ સોના ના સિક્કા હતા, અને હવે ફક્ત નવ છે. એનો અર્થ છે કે તેં પહેલે થી જ સોના ના સિક્કા નું ઇનામ લઈ લીધું છે."

એ સાંભળી ને ઇવો ચોંક્યો. પણ વાયદો કરેલા ઇનામ ના નુકસાન થી વધારે એને એના ગર્વ પર થયેલા પ્રહાર થી ઝાટકો લાગ્યો.

"મેં તમારી થેલી ખોલી પણ નથી," એણે અમીર વેપારી સામે સોગંદ ખાધા.

"તું મને જુઠ્ઠો કહે છે? તો હું તને અદાલત માં લઈ જઈશ" રફીકે કહ્યું.

ઇવો એ પહેલા ક્યારેય અદાલત માં ગયો ન હતો. એ કચેરી ના વિશાળ રૂમ માં દિગ્મૂઢ થઈ ગયો હતો. બંને ન્યાયાધીશ ના આવવાની અને ખટલા ની સુનાવણી ની રાહ જોવા લાગ્યા. પણ જયારે ઇવોએ ન્યાયાધીશ ને કક્ષ માં પ્રવેશતા જોયા, તો એ બહુ ગભરાઈ ગયો. ન્યાયાધીશે એક લાંબો ડગલો પહેર્યો હતો અને સાથે એણે એક ફર નો કોલર અને એક સફેદ વિગ પહેર્યા હતા. એના હાથ માં એક મોટી કાયદા ની ચોપડી હતી અને એના ચહેરા પર એક બહુ કઠોર ભાવ હતો. જજ ને જોઈને ઇવો ના પગ કંપવા લાગ્યા.



રફીક ઉભો થયો અને એણે કહ્યું, "સન્માનનીય જજ સાહેબ, જયારે મારું પર્સ ખોવાયું ત્યારે એમાં દસ સોના ના સિક્કા હતા. મેં પર્સ પરત કરનાર ને એક સોના નો સિક્કો આપવાનો વાયદો કર્યો હતો. પણ જયારે આ ખેડૂતે મને પર્સ પાછું આપ્યું ત્યારે એમાં ફક્ત નવ સોના  ના સિક્કા હતા. એ પહેલે થી જ એક સોનાના ના સિક્કા નું ઇનામ લઈ ચુક્યો છે."



ઇવો એ પોતાની તરફેણ માં વાત કરી, "સર," એણે વિનમ્રપૂર્વક એના હાથો માં ટોપી ફેરવતા કહ્યું, "જેવું મને પર્સ મળ્યું, મેં એને પાછું આપી દીધું. મેં એને ખોલી ને જોયું પણ નથી, સોના નો સિક્કો કાઢવાની વાત તો દૂર રહી. આજે મારી પ્રામાણિકતા અને પ્રતિષ્ઠા દાવ પર છે."

કઠોર અને ભયાનક દેખાતા જજ સાહેબ, દિલ થી એક દયાળુ વ્યક્તિ હતા અને એ એના કામ માં બહુ ચતુર અને બુદ્ધિમાન હતા. એક પળ માટે જજ સાહેબ સાવ ચૂપ રહ્યા. પછી એણે એની ફેંસલો સંભળાવ્યો.



"દુકાનદાર રફીક, તેં મને એમ કહ્યું કે તેં એવું પાઉચ ખોયું હતું જેમાં દસ સોના ના સિક્કા હતા. એટલે આ પર્સ જેમાં નવ સોના ના સિક્કા છે એ તારું ન હોઈ શકે. તારી દુકાન માં પાછો જા અને તારા પર્સ ના પાછા આવવાની રાહ જો."





જજે પછી ઇવો તરફ ઈશારો કરીને કહ્યું, "અને તને નવ સોના ના સિક્કા વાળું પર્સ મળ્યું છે. તું પણ ઘરે જા અને એના માલિક ના આવવાની અને એના દ્વારા દાવો કરવાની રાહ જો. જો એ છ મહિના સુધી ન આવે, તો આ પર્સ તારું થશે. પછી તું ચાહે એ રીતે એને વાપરી શકે છે અથવા એને બચાવી ને રાખી શકે છે."

જજ નો નિર્ણય સાંભળી ને લાલચુ દુકાનદાર રફીક ગુસ્સા થી લાલ-પીળો થઈ ગયો, પણ ગિરફ્તારી ના ડર થી એ કંઈ કરી ન શક્યો. એણે એનો લાંબો ડગલો ઉઠાવ્યો અને અદાલત ના ઓરડા માં થી બહાર ચાલ્યો ગયો.





જજે આપેલું પાઉચ પકડી ને ઇવો એટલો અવાચક થઈ ગયો કે એ થોડી વાર સુધી ત્યાંથી હલી ન શક્યો.

"એક પ્રામાણિક માણસ, વાસ્તવ માં બહુ પૈસાદાર હોય છે," જજે ઇવો ને કહ્યું. "પછી ભલે એ બહુ ગરીબ કેમ ન હોય."

સમાપ્ત